# કુંવારીકાની ખૂની અને જળ ભરતી સુંદરી.

પહેલ

Regno.



"લટકાળી લલિતા."



152

કીંમત બે આના.

# "લલિત કાન્ત"

(સર્વ હક્ક પ્રસિદ્ધ કર્તાએ છપાવી સ્વાધીન રાખ્યા છે.)

પ્રત ૧ લી    સને ૧૯૨





મુદ્રક—નટવરલાલ શંકરલાલ મહેતા.
વિવેકાનંદ મુદ્રણાલય ન્યુ રોડ, ખાડીઆ—અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કર્તા:—
**કારપેન્ટર મનહર એમ. એ.**
**અમદાવાદ**

[ સ્થાપિત ૧૯૨૦ ]



અમે તેવા નામનો
ચાલુ ગોળ
સાઈઝના લંબ
ગોળ, ચોરસ તથા
ફેન્સી ડીઝાઇનના
રબ્બર સ્ટાંમ્પ
તથા અમે તે
નામની સીગને-
ચર બનાવી
આપનાર.





રબ્બર ટાઇપ બોક્ષ.



અમારે ત્યાં રબ્બર સ્ટાંમ્પને લગતો દરેક જાતનો સામાન, રબ્બર ટાઈપની બોકસો ભારે તેમજ હલકી કીફાયત ભાવે મળશે તે ઉપરાંત ઓરીસ વર્ડ પ્રિન્ટરની બાર સીક્કાની બોકસો અને રબ્બર સ્ટાંમ્પની પેડો તથા સ્ટાંમ્પની શાહી પા ઔંસથી બે ઔંસ સુધી છુટક તેમજ જથાબંધ તૈયાર મળશે.

લાખની પીત્તલની સીલો, સીપાઈના પીત્તલના ને જરમન સીલવરના પટા, નામના પીત્તલના બોર્ડ વુડકટ, ઇલેકટ્રો ને સ્ટીલની ડાઇ પંચ, કાપડ ઉપર મારવાની છાપો, સાબુ બનાવવાની ડાઇ વિગેરે બનાવી આપનાર. ને માલ વી.પી.થી મોકલવામાં આવશે.

**બહારગામના ઓર્ડર ઉપર પુરતુ ધ્યાન આપવામાં આવશે.**

લખો યા મળો :—

**એમ. પી. બટની કંપની.**

પાનકોર નાકા—**અમદાવાદ.**

# સ્વતંત્રતાનો સિતારો

યાને

## મેટ્રીકનું પરિણામ.

આસરે છેલ્લા આઠ વરસથી, જુદી હું પોતે રહું છું;
બાપ હયાત છતાં પણ હું તો, બાપ થકી જુદી રહું છું.
પિતા ગયા મુજને ઉપાડી, મોટર કેરી તો અંદર;
માત તારી જોડેના રહેતી, એવું કીધું તું અંદર,
માત તાહરી ખરાબ ચાલની, એવું કીધું નહોતું કદી;




ગંગા કિનારે ગામજ સુંદર,
રાજનગર રાખ્યું છે નામ;
પાસે સુંદર બાગજ આવ્યો,
શોભા જેની સ્વર્ગ સમાન. ૧

જાતાં બાગની અંદર મુજને,
દૃશ્ય જોવામાં આવ્યું એક;
અસર થઇ મુજને પણ તેની,
ચઢી ગયું મુજને પણ ઘેન. ૨

જુવાનીમાં ભર આવેલો ત્યાં,
યુવાન બેઠેલો તો એક;

આવવાની રાહ જોતો હશે કોઇની;
એવી નહિ પડી સમજ. ૩

વીચાર માંહી ગ્રસ્થ થયેલો,
દીઠો તો મેં તેને ત્યાંય;
કલાક માંહી યુવાન બાળા,
આવેલી મેં દીઠી ત્યાંય. ૪

ભેદ જાણવાની ખાતર હું,
બેઠો તો તેની સામે;
કામને વશ થયેલી બાળા,
આવી બેઠી તેની પાસે. ૫

હશે કેળવાયેલી બાળા,
એવું નહિ પહેલાં જાણ્યું;
બોલવા ચાલવા ઉપરથી,
કેળવાયેલી છે જાણ્યું. ૬

" પ્રિય ચાલોને અહીં કેમ બેઠા,
રાહ તમારી જોઉં છું;
ગાડીમાંથી આખરે ઉતરી,
થાકીને અહીં આવી છું. " ૭

પરિચિત શબ્દો શુણીને,
યુવાન તે ત્યાં ચોંકાયો;
પાસુ ફેરવતાની સાથે,
હસ્ત નારીનો દેખાયો. ૮

પ્રિય વાંચકો તે યુવાન પોતાને જાણીતો અવાજ સાંભળી ચોંકયો તો ખરો, પણ સ્ત્રીનો હાથ દેખાવાથી તેના સામે જોઈ બોલી ઉઠયો.

" રાહ તમારી જોવા માટે,
હું કલાકથી અહીં બેઠો છું!
વિચાર માંને વિચારમાં,
કલાક પછી હું નીરખું છું! ૯

જોઇ મુંખડું આજે તમારૂં,
આનંદ કંઇ મુજને થાયે!
નીરખતાની સાથે તમને,
વ્હાલ ઘણું ઉપજી આવે!" ૧૦

" વ્હાલ તણી વાતો કરવાને,
ટાઇમ નથી મુજને અહીંઆં!

ઉઠો જલ્દી સાથમાં જઈએ,
ગાડી રાહ જુવે છે ત્યાં! ૧૧

બ્હા તણી સૌ વાત આપણી,
બેસી કરશું ગાડી માંય!
સખી માહરી ત્યાં બેઠી છે,
જોતી હશે તે આપણી રાહ!" ૧૨

ઉઠી ચાલ્યા તેઓ ત્યાંથી,
લઈ હાથને હાથની માંય;
હું પણ તેઓ પાછળ ચાલ્યો,
લાગી નહીં મુજને કંઇ વાર! ૧૩

ભેદ સહુ આ જોવા માટે,
હું ગાડી પાછળ લાગુજ થયો;
ગાડીની પાછળ સીટ હતી,
તેની ઉપર ઝટ બેસી ગયો! ૧૪

× × × × × ×

પ્રેમ મહીં તે અંધ થયેલા,
પાછળ નવ કાંઈ જુએ;

એક એકની સાથે થયાથી,
મઝા મન માની ભોગવે. ૧૫

વાત કરતાં કરતાં છેલ્લી,
તેવો એ નિશાળ તણી;
" હવે આવીશ હું થોડા વખતમાં,
આપ તણી નિશાળ મહીં." ૧૬

વખત હવે બહુ થોડો બાકી,
તેથી હું તમને કહું છું;
એક એકને મળવા માટે,
હાથ મહીં તાળી આપી. ૧૭

" ગુડ બાય ગુડબાય થેંકયુ ડીયર,
આઈ સેલ મીટયુ ટુમોરો ! "
એમ કહેથી સાથે રહેવા,
વખત હવે ટુંકજ થયો. ૧૮

અહાહા ! હા !! શું પ્રેમની કારમી કારકીર્દી ! પલકમાં આહીં ? પલકમાં તહીં ? ? એમ ઠેર ઠેર ભમાવનાર એક પ્રેમજ છે ! પ્રેમની ખુબી, ન્યારીજ છે ? ?

બીજા દીવસનું સવાર થયું પણ,
મગજ નહીં ઠેકાણે છે;
પ્રેમ ! પ્રેમને પ્રેમજ શબ્દો,
તેના મગજમાં રમ્યાજ કરે. ૧૯

થવા લાગી મેઘ ગર્જના,
વિજળીએ દેખાવ દીધો;
મેઘ રાજાએ આપ નીશાનીનો,
ફર ફર અવાજ કીધો. ૨૦

અહાહા ! હા !! આશું ? ભાગ્યની લીલા ! જ્યાં સ્નેહીઓને. મળવાનો વખત ! જ્યાં પ્રેમી જોડાઓને થવાનો સમાગમ ! ત્યાં મેઘ રાજાએ પોતાનું પરિબળ દુનીયાની દરેક વસ્તુઓ ઉપર બતાવવાની શરૂઆત કરવા માંડીને તરતજ !

સપ્ત અશ્વની લુગામ ઝાલી,
રથ માંહી ઝટ સ્વાર થયા;
બળ પોતાનું બતાવવા ખાતર,
લીલાઓ કરવા લાગ્યા. ૨૧

લીલા કરતાં કરતાં પોતે,
ઘોડાઓ ઝટ દોડાવ્યા;
દ્રશ્ય પૃથ્વી પર દેખાયાથી,
તરત અશ્વને રોકાવ્યા. ૨૨

નિહાળવા પોતે તો લાગ્યા,
"શું આ ખેલ વિધીનો થાય;"
પ્રેમીની એ દશા જોવાને,
તેમનું મન લલચાઇ જાય. ૨૩

પ્રેમ મહીં તે અંધ બનેલો,
ઝટ ઘરમાંથી બહાર થયો;
મેઘ રાજાની ફર ફર માંહી,
પણ નવ તે પાછોજ ફર્યો. ૨૪

ભાગ રહેલો બાકી આનો,
થોડા વખતમાં પડશે બહાર;
રસ રહેલો આ વાર્તાનો,
લખશે અમુક વખતે "લલિત કાન્ત." ૨૫

(અપૂર્ણ.)



# બાળલગ્ન કરનાર.

સાર બાળ લગ્ને ન જોયો, મેં બહુ રીતે તપાસતાં.
સાર બાળ લગ્ને ન જોયો.
સ્વાર્થ ખાતર હિત માટે, બાળ ભવને ખોયો,
મેં બહુ રીતે તપાસતાં, સાર બાળ લગ્ને ન જોયો.

સાખી.

બાળ લગ્ન મેં કરી, દીઠો ના કંઇ સાર,
બાળ મુંડી ખાયજે, તેજન મુર્ખ ગમાર.
પાછળ નીરાશ થઇને રોયો, મેં બહુ રીતે તપાસતાં;
સાર બાળ લગ્ને ન જોયો.
બાળ ધન લીધા થકી, નર્ક મહીંજ જનાર,
કોટી દિન આ જગતમાં, દુઃખ મહીંજ રહેનાર.
અર્થમથી ધર્મને ખોયો, મેં બહુ રીતે તપાસતાં,
સાર બાળ લગ્ને ન જોયો.
બાળ તણાં નાણાં લઇ, અંતરમાં જે ફુલાય,
અધર્મનું છે અધર્મમાં, અંતે તે દુઃખી થાય.
માટે કહું સાર મેં આ જોયો, મેં બહુ રીતે તપાસતાં,
સાર બાળ લગ્ને ન જોયો.

# " બાળ લગ્ન કરનાર પિતાને "

કરોના બાળની હત્યા, પિતાઓ બાળના શત્રુ;
કરોના કર્મ તો કાળા, પિતાઓ બાળના શત્રુ
અરે નાણાં તણાં મોહે, તમારા બાળ દોરો છો;
દુઃખો તેને ઘણાં દો છો, પિતાઓ બાળના શત્રુ.
પિતા થઈને તમો તેના, દુઃખારા ને દુભાવો છો;
અરેરે બહુ સતાવો છો, પિતાઓ બાળના શત્રુ.
ભલે નાનો અગર મોટો, કદાપી ખોડમાં કંઈ હો;
તમારે તે નથી સેહવો, પિતાઓ બાળના શત્રુ.
પાળો છો પ્રેમથી તેને, ભણાવો છો ઘણાં હેતે;
નગદ નાણાં પડાવાને, પિતાઓ બાળના શત્રુ.
તમારા રકતથી નીપજ્યો, નથી કંઈ સુખને દીઠાં;
કરોના બાળ લગ્ન તેના, પિતાઓ બાળના શત્રુ.
નગદ નાણાં લીધેલાં તે, તમારા સાથ નહિ આવે;
ઉપરથી દુઃખ તે દેશે, પિતાઓ બાળના શત્રુ.
કકડતી આંતડી તેની, નીશાસા તો ઘણાં દેશે;
આખર પસ્તાવું તો પડશે, પિતાઓ બાળના શત્રુ.
થઇ કંગાલને ફરશો, રીબાઇ કષ્ટને સેહશો;
ભુંડી હાલત માહીં મરશો, પિતાઓ બાળના શત્રુ.

## કૃપા કર ઓ પ્રભુ વ્હાલા !

(ગઝલ.)

બેડીઓ પરતંત્રની કરમાં ! કૃપા કર ઓ પ્રભુ વ્હાલા
બળે છે આગ આ દીલમાં ! કૃપા કર ઓ પ્રભુ વ્હાલા !

લડઇઓ તો બહુ કીધી, વળી પ્રાણ્ યાહુતી દીધી !
ખુવારી ધન તણી કીધી ! કૃપા કર ઓ પ્રભુ વ્હાલા !

નથી હિન્દમાં વફાઇ છે ! જગતમાં બે વફાઇ છે !
કુસંપની એ બુરાઇ છે ! કૃપા કર ઓ પ્રભુ વ્હાલા !

હતા જે વિર નર મોટા ! મળે નહિ પૃથ્વીમાં જોટા !
પડે વીર નર તણાં તોટા ! કૃપા કર ઓ પ્રભુ વ્હાલા !

ગરીબને સકટો દઇને ! ધનીકો દુઃખ બહુ દે છે !
અહા ! શું ! કામ આદર્યું છે ! કૃપા કર ઓ પ્રભુ વ્હાલા !

કૃપાળુ ઓ કૃપા લાવો ! દયાની વૃષ્ટિ વરસાવો !
બદલ જે હિન્દનું ભાવી ! કૃપા કર ઓ પ્રભુ વ્હાલા !

(મનહર—કાન્ત.)



# છે ભારત આ તમારૂં ?

હવે હૃદય વિશાળ કરજો ! હિંદના સંતાન સમજો !
સૌથી સારો દેશ, તમારો ! હવે હિંદ વિશાળ સમજો !
રણ બીજ તમે તો વાવ્યાં ! કાતિલ બાણ ફુંકાવ્યાં !
વિર કટારેરે છવાયાં ! ફળ શા, આવ્યા તે સમજો !
કેં, પ્રેમ બીજ વાવો ! સુંદર મધુર હવાવો !
હૃદય ! હૃદયથી મીલાવો ! નાહ જીવ જુદા તે સમજો !
સૃષ્ટિ વિષે રૂપાળું ! છે ભારત આ તમારૂં !
સુત, તમો હિન્દના છો ! હિન્દુ મુસલમીન સમજો !

( મનહર—કાન્ત. )

# જળ ભરંતી સુંદરી

ચોગાન માંહી બેઠા હતા હમો,
ઠાઠી સુંદરી આવતા ત્યાં;
એટલામાં ચાર વ્યાક્ત કેરી,
ટોળી આવીને બેઠી ત્યાં ૧

મર્મ વાકયથી તે ત્યાં બોલી,
" સુંદરી આવી છે અહીંઆ ! "
બેડું ભરંતી સુંદરી નીરખી,
વ્યકિત એક બોલી છે જ્યાં ! ૨

"કેમ સુંદરી ! કેમ આવ્યા છો !
શું લેવાને આવ્યા છો !
વદન આપનું કુમળું દીશે છે !
તેથી નહીં તે લેવાશે ! ૩

આવું સુણીને સુંદરી ત્યાં તો,
નીચુ જોઇ શરમાઈ ગઇ;
જુવાન કેરી ટોળીએ ત્યાં,
નીચ સ્વાર્થે મશ્કરી કરી ! ૪

વધુ વખત આપને રોકવા,
શકિત મારી નવ દોડે !

તેથી કરી લખું છું ટુંકમાં,
વાંચીને તું સમજી જજો ! ૫
"જુવાની માંહી છકી ગયા છો !
તેથી તમો મશ્કરી કરો;
માથાની કોઇ મળતા માંહી !
જુવાની ભુલી નાશી જશો ! ૬
મામલો આવો ! ભયંકર જોઈ,
વ્યકિત એક બોલી ઉઠી !
હશે ખબર વાંચકો તમોને ?
વ્યકિત શું ! બોલી ઉઠી ! ૭
શાન્ત થાઓને વાંચક મારા,
ઓળખ આપું હું તેનું !
બેડું ભરંતી સુંદરી કેરૂં !
નામ 'લટકાળી લલિતા' જ હતું ! ૮
ચાર વ્યક્તિનું નામ આપતાં,
ટાઇમ ઘણો મુજને થાયે;
તે છતાં પણ મુખ્ય વ્યકિતનું,
નામ અહીંયા અપાયે છે ! ૯
ઘાસલેટ વાળા બીલ્ડીંગ માંહી,
તે પોતે ભાડે રહેતો !

નામે પોતે મણિભાઇ છે !
ગામ મહીં તે કહેવાતો ! ૧૦
પંદર રૂપીઆ ભાડું આપી !
મોજ માંહી તો તે રહેતો !
વધુ માંહી તો નંબર તેનો !
ત્રણસે તેપન દેખાતો ! ૧૧
છોડો સઘળો ઝગડો તેનો !
વાત આગળે ચલાવો !
લલિતા પાછળ તેઓ ચાલ્યા !
મણિભાઈ જે મદમાતો ! ૧૨
" ડબ્બો ગુલને બત્તી હજમ છે !
ઘાસલેટનો ડબ્બો તુટયો ?
ભાઇઓ ! મારા સલામ તમને !
'લલિત કાન્ત' ને નીરખજો ! ૧૩
લખાણ આટલું બસ છે જાણી !
કલમ મારી અચકાઈ ગઇ !
ભાગ બીજાને ખરીદ કરીને !
વાંચી લેશો કૃપા કરી. ૧૪

( અપૂર્ણ. )